॥ ઓ૩મ્ ॥

# સ્વદેશવસ્તુપ્રચાર

અને

# આપણું કર્તવ્ય.

કાનપુર આર્યસમાચાર (ઉર્દુ) પરથી હિંદી ભાષામાં,
તે પરથી ગુજરાતીમાં અનુવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મોહનલાલ ત્રિભુવનદાસ વર્મા.**

અમદાવાદ.
"નિર્મળ" પ્રિન્ટિંગ પ્રેસ.
સને ૧૯૦૬.
કિમ્મત ૦—૦—૩.
રૂ. ૧) ની ૧૦૦.

# સ્વદેશવસ્તુપ્રચાર અને આપણું કર્તવ્ય.

"આપણ સર્વને ઉચિત છે કે જે દેશના પદાર્થોથી આપણું સરીર બન્યું અને હાલ પણ પાલન થાય છે અને થશે, તેની ઉન્નતિ તન મન ધનથી સર્વ લોકો મળીને કરીએ." (મહર્ષિ દયાનંદકૃત સત્યાર્થપ્રકાશ ગુજરાતી પ્રથમ આવૃત્તિ. પાનું ૩૫૩.)

"જ્યારથી હું આર્યાવર્ત્તમાં આવ્યો છું ત્યારથી મેં એ દેશનું શિલ્પ તથા કળા કૌશલ્યનું ધ્યાન પૂર્વક નિરીક્ષણ કીધું છે કે જે એક સમયમાં કેવું પ્રસિદ્ધ અને ઉત્તમ અવસ્થામાં હતું, અને હાલ તેની અવનતિ અથવા દુર્દશાપર મેં અથવા ઘણા લોકોએ શોક પ્રગટ કીધો છે. જો આર્યાવર્ત્તવાસી ધનવાન, જાગીરદાર, અમલદાર, અમીર અથવા ઉચ્ચ કક્ષાના લોકો એનું સંરક્ષણ કરવાનું સ્વીકારે તોજ આર્યાવર્ત્તનો હુન્નર જીવિત રહી શકે અથવા ઉન્નત થઇ શકે.

જો આર્યાવર્તનું શિલ્પ અથવા કારીગરીને જીવિત રાખવી હોય તો કેવળ બાહ્ય ચેષ્ટાથી બની શકે એમ નથી. ત્યારેજ બની શકે કે જ્યારે દેશમાંજ એની ખપત થાય અને એ કારીગરી દેશનિવાસીઓના હૃદયના ભાવ અથવા રૂચિના પ્રવાહને પ્રગટ કરે.

જો આર્યાવર્તના પ્રતિષ્ઠિત અને સમર્થ પુરૂષોમાં નવી નવી ફેશનો દુર કરવા અથવા તેવા સંસ્કાર જેમ બને તેમ ઓછા પડવા અને પોતાના દેશની પ્રાચીન ફેશન (જે ઉત્તમ તથા રમણીય હોય તે) ના પ્રચારની રૂચિ ઉત્પન્ન કરવા માટે કાંઇ આંદોલન આરંભ થાય તો હું પ્રસન્ન થઇશ. મને સંદેહ નથી કે કોઈ ન કોઇ સમયમાં એવા આંદોલનનો અવશ્ય પ્રારંભ થશે પણ સમય વીત્યા પછી થવાનો સંભવ છે." (લોર્ડ કર્ઝન દિલ્લી દરબારમાં પ્રદર્શનનો આરંભ કરતી વખતે.)

# અર્પણ પત્રિકા.

---

રા.

## ભગુભાઈ ફતેહચંદ કારભારી.

સ્વદેશાભિમાન રાખી, સ્વદેશની ઉન્નતિના દરેક ઉદ્યોગોની અંદર, તન, મન અને યથાશક્તિ ધનથી મદદ કરી; આ પુસ્તકનો ગુર્જર પ્રજામાં ફેલાવો કરાવવાની આપની ઉલટભરી અને સ્તુતિપાત્ર કાળજીના આભારમાં, આ પુસ્તક ખરા માન સહિત આપ સાહેબને અર્પણ કરૂં છું.

જયન્ત.

# બે બોલ.



વર્ત્તમાનકાળમાં આ ભરતખંડની કેવી દુર્દશા થઇ રહી છે! પ્રાચીનકાળમાં જે ભરતખંડ સંપત્તિની ખાણુ હતો, જે ભરતખંડનો મહિમા વર્ણન કરવામાં કાલીદાસ જેવા કવિઓને પણ ધન્યતા જણાતી હતી, જે દેશના વૈભવ તરફ જોઇને બીજા દેશોના મનમાં ભીતી અને પૂજ્યતા ઉત્પન્ન થતી હતી, જ્યાંના ક્ષત્રિયવંશી રાજાઓ પ્રજાના સુખને માટેજ રાજ્ય કરતા હતા, અને તે રાજાની પ્રજા પણ આવા સદ્‌ગુણી રાજાના ઐશ્વર્ય અને વૃદ્ધિને માટે મ્હોટા મ્હોટા યાજ્ઞાદિક કર્મો ઘણીજ ઉત્સુકતાથી કરવાને તૈયાર થતી, તેજ ભરત-ખંડની વર્ત્તમાન સમયમાં કેવી સ્થિતિ છે! તે ભરતખંડ અને પ્રાચીન ભરતખંડ એ બન્ને એકજ છે શું? અથવા કાળ પ્રભાવથી તે નષ્ટ થઇ, વર્ત્તમાન સમયમાં આપણી દ્રષ્ટિ સામે રમી રહેલ આ બીજોજ ભરતખંડ ઉત્પન્ન થયો છે? શું થયું છે? આ ચક્ર સર્વત્ર એકદમ ફર્યું પણ કેમ? આટલી બધી વક્ર દ્રષ્ટિ એકલા ભરતખંડ પરજ કેમ થઇ? આવો મ્હોટો ફેરફાર થવામાં ઇશ્વરનો કાંઈક પણ હેતુ હોવો જોઇએ? આવા વિચારો, દેશ વિષે વિચાર કરતાં દરેક મનુષ્યના મનમાં આવવા લાગે છે. આવી દશા થવાનું કારણ શું? આનું બીજું કાંઇ પણ કારણ નથી. માત્ર આપણે "આપણાપણું" ભુલી ગયાં છિયે. કહેવત છે કે "જે બીજાના ઉપર વિશ્વાસ રાખે છે, ત્હેનું કાર્ય કોઇ પણ દિવસ સફળ થતું નથી." હમણા આપણામા "આપણાપણું" ન હોવાને લીધે સ્વાભિમાન ન હોવાને લીધે, સ્વદેશ વિષે, અને સ્વજાતિય વિષે હોવી જોઇએ તેટલી લાગણી ન હોવાને લીધે—આવી

સ્થિતિમાં આપણે આવી પડયા છીએ. ત્હેનું બીજું કોઇ પણ કારણ નથી માત્ર આપણે પોતેજ છિએ. પરમ ભકતવત્સલ મહારાજ કૃષ્ણચન્દ્ર ભગવદ્‌ગિતામાં, ગભરાઇ ગયેલ (આપણી માફક) અર્જુનને કહે છે કેઃ—

**उद्धरेदात्म नात्मनं ! नात्मानभवसादयेत्**
**आत्मैव ह्यात्मनो बंधु रात्मैव रिपुरात्मनः॥**

ભાઇ, ત્હારો ઉદ્ધાર ત્હારે પોતેજ કરવો જોઇએ. ત્હારૂં રાજ્ય કૌરવોએ કપટથી હરણ કરી લીધું છે તે પાછું મેળવવા માટે ત્હારે પોતેજ લડવું જોઇએ. બીજા ઉપર ભરોંસો રાખવાથી તારૂં કદીપણ શ્રેય થશે નહિં. માટે ફરીથી પણ હું ત્હને કહું છું કે, ~~उद्धरे त्म~~ **नात्मनं नात्मानमव सादयेत्।** ત્હારો ત્હારે પોતેજ ઉદ્ધાર કરવો જોઇએ. ત્હારૂં કપટથી લીધેલું રાજય ત્હારેજ લડાઇ કરીને મેળવવું જોઇએ.

ઉપર પ્રમાણે ઉપદેશ શ્રી કૃષ્ણચન્દ્ર મહારાજે જે વખતે અર્જુન નિસ્તેજ અને શોકાતુર સ્થિતિમાં ઉભો હતો, તે વખતે કર્યો હતો. માટે કહેવાનું એટલુંજ કે સ્વદેશ ઉન્નતિ ઇચ્છનારા દરેક દેશભકતોએ આત્મવિશ્વાસ અને સ્વાભિમાન રાખવું જોઇએ. આ આત્મવિશ્વાસ ન હોવાને લીધે આપણું ઘણી રીતે નુકશાન થયું છે. આપણી આ આર્યભુમિ જે લક્ષ્મિનું પિયર હતી તે આજ નષ્ટ ભ્રષ્ટ થઇ ગઈ છે. વેપારમાં એક બીજા સાથે વિશ્વાસ ન હોવાને લીધે વેપાર પૂરેપુરો ડૂબી ગયો છે, થાપણમાં ઉમેરો કરવાની સામાન્ય જનસમૂહની બેકાળજીને લીધે કોઇ પણ રીતના મ્હોટા કારખાનાઓ પણ આ દેશમાં હસ્તિમાં આવતાં નથી. જે દેશનું વર્ણન કરવાને મ્હોટા મ્હોટા લેખકો પણ ગભરાઇ જતા હતા. તેજ દેશનું સદ્યસ્થિતિનું વર્ણન કરવાનો હમણાનો લેખક વર્ગ પણ ગભરાઇ જાય છે. જે દેશમાં

પરમેશ્વરનો અપાર મહિમા છે કે આર્યાવર્ત્તથી વિદાય થતા પહેલાંજ લોર્ડકર્ઝનની ભવિષ્ય વાણી ફલિભૂત થઈ. જે આંદોલનની લોર્ડકર્ઝને આકાંક્ષા રાખી હતી તેનો ભારતવર્ષમાં મહાન્ વેગથી આરંભ થયો છે, અને આનંદની વાત છે કે જે સમય વીત્યા પછી નહિ, પણ યથા સમય છે.

ખરેખર એ પ્રસ્તાવ કોઇ નવો નથી. નથી એ બનાવટી પ્રસ્તાવ કે એમાં કોઇ ગુપ્ત નીતિ રાખવામાં આવી હોય. પરન્તુ એ એક પ્રાચીન અને સ્વાભાવિક પ્રસ્તાવ છે, જે ઘણા લાંબા વખતથી સુષુપ્તિ અવસ્થામાં પડી રહ્યો હતો અને હાલ કોઇ આધુનિક કારણોથી જાગૃત થયો છે.

સ્વદેશી વસ્તુઓ પ્રત્યે પ્રેમ અને સંબંધ એક સ્વાભાવિક પ્રભાવ છે. એ પ્રભાવ મનુષ્યોમાંજ સીમાબદ્ધ નથી, કિન્તુ જો ગંભીર દૃષ્ટિથી નિહાળવામાં આવે તો અંડજ અને ઉદ્ભિજ્જ (વનસ્પતિ) આદિ પણ એ પ્રભાવથી મુક્ત નથી.

જે ભૂમિની માટી, જલ તથા વાયુથી જે કોઇ પદાર્થનું પોષણ થાય છે તેનો તેની સાથે વિશેષ સંબંધ હોય છે, કેમકે એની વૃદ્ધિ એ માટી તથા જળ વાયુથી થઇ છે. જો હિમાલયનો કોઇ છોડ મારવાડની જમીનમાં રોપવામાં આવે તો કદી પ્રફુલ્લિત અથવા જીવતો નહિ રહી શકે, હાં, જો તેવીજ માટી મંગાવવામાં આવે, અને છાયા, શીતળતા આદિનો વિશેષ પ્રબંધ કરવામાં આવે તો કદાચ કંઇક અંકુરિત થઇ શકે.

બાળકે ઉત્પન્ન થઈ જે પ્રકારના જળવાયુથી પોષણ કર્યું છે અને જે ખોરાકથી અનેક્નું માતાનું દૂધ પીધું છે, તેજ જળવાયુ

અથવા ખોરાક તે બાળકને અનુકૂળ પડેછે, અને તેને તેજ જળ-વાયુ અથવા ખોરાક પ્રત્યે પ્રેમ હોય છે.

**શું સંસારમાં કોઇ એવો મનુષ્ય છે કે** જેને પોતાની માતા (જેના પ્રેમમય ખોળામાં લાડ પ્યારથી ઉછર્યો હોય તે) પ્રત્યે **પ્રેમ** ન હોય ? નહિ. મનુષ્ય ગમે તેવી અવસ્થામાં હોય, કોઇ સોબતમાં હોય, કામમાં રોકાયો હોય અથવા મનમાં કોઇ સંકલ્પ વિકલ્પ ચાલતા હોય તોપણ માતાનું સ્મરણ થતાં મન વિહ્વલ થઇ જાયછે.

પોતપોતાની જન્મભૂમિને (જેની માટી અને જળવાયુથી મનુષ્યનું પોષણ થાય છે તેને) પણ એજ પ્રમાણે **માતાની** પદવી આપવામાં આવી છે. સંસ્કૃત સાહિત્યમાં એના અનેક ઉદાહરણ પ્રસિદ્ધ છે. અંગ્રેજીમાં પણ **દેશમાતા** Mother Country કહેછે.

મનુષ્ય પોતાના જન્મગૃહ, નગર અને દેશ પ્રત્યે સ્વાભાવિક પ્રેમ કરે છે અને તે ઘર, નગર અને દેશની વસ્તુઓ સાથે એક વિશેષ પ્રકારનો પ્રેમ રાખેછે તેને દેશભક્તિ અથવા દેશાનુરાગ કહે છે. દેશાનુરાગ એજ છે કે જે એક ગરીબમાં ગરીબ પુરૂષના મોઢેથી પણ એમ કહેવડાવે છે કે—

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥**

દેશાનુરાગ મનુષ્યોની સ્વાભાવિક રૂચિનું જ કેન્દ્ર છે એમ નહિ, પરન્તુ આત્મરક્ષા અને આત્મસત્તાની આવશ્યકતા પણ મનુષ્યને મહાન્ વેગથી એ તરફ આકર્ષે છે. આજ કાલના સમયમાં જીવન સ્પર્ધા (હરિફાઇ) નું જીવન થઇ રહ્યું છે, એટલે એક જાતિ પોતાની આબાદી તથા ઉન્નતિ માટે બીજી જાતિને પદદલિત કરવાને અથવા નીચે પાડવાને તૈયાર છે. જ્ઞાન તથા ફિલોસોફીની મહાન્ ઉન્નતિએ એ સિદ્ધ કરી બતાવ્યું છે કે "સંસારમાં તેજ જાતિ જીવિત રહેશે કે

જે સમય પ્રમાણે ચાલવાની યોગ્યતા રાખતી હોય, એ યોગ્યતાથી પોતાની રક્ષા પોતેજ કરી શકે છે. આવા જમાનામાં જે જાતિ ઉન્નતિમાં ટકી રહેવાની શક્તિ નહિ ધરાવે, તે જીવિત રહી શકતી નથી.

જે જાતિ આળસ અથવા નિરૂદ્યમતામાં રાત્રિ દિવસ ગુમાવે છે, જે જાતિ પોતાના શારીરિક અંગો અને પ્રાકૃતિક સાધનોથી કામ લેતી નથી, જે જાતિ પોતાના દેશની પેદાશ, શિલ્પ અને હસ્ત કૌશલ્યનો લાભ લેતી નથી, સંદેહ નથી કે તે જાતિ એક દિવસ સંસારમાંથી નિર્મૂળ થઇ જશે.

જો આ દેશના નિવાસીઓએ પોતાની દેશી અથવા **જાતીય** સત્તા અથવા પ્રતિષ્ઠા સુરક્ષિત રાખવી હોય, જો દેશોન્નતિના દુર્ગમ માર્ગમાં અન્ય જાતિઓની સાથ સાથ ચાલવું હોય, તો **સ્વદેશી પ્રસ્તાવ** ઘણોજ આવશ્યક છે. એશિઆની પૂર્વમાં એક નાનામાં નાનો ટાપુ જેનું નામ **જાપાન** છે, તેણે પ્રત્યક્ષ સિદ્ધ કરી આપ્યું છે, કે દેશભક્તિ અને દેશાનુરાગમાં એ ચમત્કાર છે કે જેના પ્રતાપથી અલ્પકાળમાં જ એક ખૂણામાં પડેલા મૃતપિંડને સૂર્યમંડળ Land of the Risihg Sun ની પદવી મળી શકે છે.

ભારતના ઇતિહાસનાં પાનાં પ્રકાશમાન્ અક્ષરોથી લખાએલાં છે કે ભારતના વ્યાપારની ઉથલપાથલ મિસર અને યૂનાન ( ગ્રીસ ) સુધી હતી. ભારતવર્ષ જેવો સંપન્ન અને સમૃદ્ધ દેશ, જેમાં પ્રાકૃતિક પદાર્થોનો અમુલ્ય ખજાનો વિદ્યમાન છે, તેવો પૃથ્વીપર બીજો કોઇ દેશ નથી પુરાણોની કથાઓ પ્રમાણે, જે દેશમાં દૂધની નદીઓ અથવા મધની નહેરો વહેતી હતી તે ભારતવર્ષજ છે. પારસમણિ કે જેના સ્પર્શથી લોઢું સોનું બની જતું હતું, તે ભારતવર્ષજ **છે.** જે

જાતિએ એનો સ્પર્શ કીધો તે સુવર્ણમય થઇ ગઇ. વર્તમાન સમયમાં ઇગ્લાંડની લોઢાની ખાણો આ દેશના સંબંધથી સોનાની ખાણો બની ગઇ, પણ આપણા પ્રમાદ અને આળસની પણ કાંઇ સીમા છે ! કે પારસમણિ આપણી પાસ હોવા છતાં પણ એવા દીન બની રહ્યા છીએ કે આ દેશના અર્ધાથી વધારે નિવાસી જન રાત્રિ દિવસ મળીને એકવાર પણ ધરાઇને ભોજન મેળવી શકતા નથી.

એ દીનતાનું મુખ્ય કારણ, વ્યાપાર, શિલ્પ અને કળા કૌશલ્યની અવનતિ છે. વાણિજ્ય ( વ્યાપાર ) ની બાબતમાં ભારતવર્ષની કોઇ ગણનાજ નહિ, પૃથ્વીના શિલ્પ કે વ્યાપારના પ્રદર્શનમાં ભારતવર્ષનું સ્થાન રિક્ત ( ખાલી ) છે. યુરોપમાં રાત દિન વધતા જતા વ્યાપાર તથા શિલ્પની ઉન્નતિ હોવાના કારણે ભારતવર્ષનો સાધારણ રોજગાર પણ ડુબી ગયો, હાથોહાથ બચાવેલી કારીગરી પણ ધૂળમાં મળી ગઇ! સાંપ્રતકાળમાં ભારતવાસીઓની આજીવિકાના બે ઉપાય શેષ રહી ગયા છે; કૃષિ ( ખેતી ) અને રાજકીય સેવા ( નોકરી ). રાજકીય સેવાના દ્વાર દિન પ્રતિદિન સંકુચિત થતાં જાય છે. જો એક ચોમાસામાં વરસાદ કમી થયો તો દીન ખેડુતોની વિકળતા અને અધીરતાનું ચિત્ર એક અત્યંત હૃદયદ્રાવક અને શોકજનક દેખાય છે. ખેતી જેને ખેડુતે અનેક પ્રકારનાં કષ્ટ તથા શ્રમ ઉઠાવી તૈયાર કરી હતી, તે એ આશા ઉપર કે એનાથી પેદા થએલું અનાજ વેચી કર અને ઋણ આપી બકીનું પોતાનાં બાળબચ્ચાના પોષણ માટે બચાવીશ. એ હાથે ઉછેરેલી લીલાં કર્ષણવાલી ખેતી જ્યારે ખેડુતની આંખ સામે સુકાવા લાગે છે, તે દુઃખનો અનુભવ ખેડુત સિવાય બીજાને નહિં થઇ શકે. ખેતી શું સુકાય છે! ખેડુતનાં પ્રાણ સુકાય છે!! એની બધી આશાઓ ઉપર પડદા પડી જાય

છે ! ! ! એવી આશા ભરી આંખો આકાશ તરફ ટકટકી રહેલી હોય છે કે કોઈ વાદળ જોવામાં આવે; પરન્તુ નિર્મળ આકાશ અને તારા દેખાતી રાત જોઇજોઇને નિરાશા ઉત્પન્ન થાય છે, અને આખો સંસાર અંધકારમય દેખાય છે. જ્યાં આશાનું એક કિરણ પણ નહિ, એ નિરાશાની દશામાં રૂધિર આંસુ બની જાયછે અને તે દીન ખેડુત પોતાના ભાગ્યને રડતો શિરપર હાથ મૂકી પોતે શોક સંતપ્ત મનથી બેસી રહેછે. હા શોક ! હા કષ્ટ !!

એ પ્રાણશોષક અગ્નિનો ધુમાડો કેવળ દીન ખેડુતોની ઝુંપડીમાં જ ધુંધવાતો નથી, પરન્તુ દુર્ભિક્ષનું પરિણામ એ થાય છે કે સેંકડો કે હજારો દૈવના માર્યા પોતપોતાનાં ઘર છોડી ભિક્ષાપાત્ર હાથમાં લઇ લે છે, માતાઓ પોતાના હૃદયને પત્થર જેવું બનાવી પ્રાણથી પણ પ્રિય પોતાના બચ્ચાંને વેચવાનો આરંભ કરે છે, હજારો અનાથ બચ્ચાં પ્રેમાળ માતાઓના ખોળાથી અલગ થઇ ભૂમિની શય્યાપર મોતના ખોળામાં સૂઇ રહે છે કે જ્યાં સુધી હમારા દયાળુ મિશનરીઓનો કરૂણા હસ્ત પહોંચી શકયો ન હોય અને તેને પવિત્રાત્માની પવિત્ર છાયામાં લઈ જવામાં આવ્યા ન હોય. શું ભારતવર્ષની આ દુર્દશાપર કોઇ આંસુ પાડનાર છે ? શું એ રોગ અસાધ્ય છે ?

ભારતવર્ષના ધનવાનો ! અમીરો ! રાજા મહારાજાઓ !, શેઠ સાહુકારો ! જરા મીઠી નિદ્રાથી જાગો, ઉઠો અને કાન લગાવી સાંભળો તો તમારા સુશોભિત આનંદદાયક મહેલની બધી બાજુએ કેવો કોલાહલ મચી રહ્યો છે. જુઓ તો તમારા દેશમાં અધાગ્રી વધારે મનુષ્યોને નિદ્રાના વેગે ભુખ્યા જ સુવાડી દીધા છે, જેમાંના કેટલાંક તમારા નામને ખાતર જારી કરેલા સદાવ્રત તરફ પણ આંખ ખોલી જોઇ શકતા નથી. જુઓ તો સંકડો વિધવાઓ પેટ પાલનો

માટે તરસતી રહી છે અને કૂલિનતાનાં વસ્ત્રથી મોં ઢાંકી ભર આં-સુએ રડતી રહી છે. એ કકળતા અનાથોનું પત્થરને પણ પિગળાવી નાંખે એવું આક્રન્દ તો જરા સાંભળી લો; જેના શરીરપર નથી ક-પડાં કે નથી મોંમાં દાણા!!

હવે પ્રશ્ન એ ઉઠે છે કે એ સમૃદ્ધ દેશ એવો નિર્બળ અને દીન કેમ થઇ ગયો કે એક દુકાળ પડતાંજ સહસ્ત્ર મનુષ્ય ઘેર ઘેર રોટલાના ટુકડા માંગતા ફરે છે. એનું એક મુખ્ય કારણ એ પણ છે કે એ સહસ્ત્ર મનુષ્યોને માટે કોઈ કામ નથી. રોજગાર અને વ્યાપારની સીમા ઘણીજ સંકુચિત થઈ ગઇ, દેશી શિલ્પ અને ક-ળાકૌશલ્યનો કોઇ આદર કરતું નથી, દેશની બનેલી વસ્તુઓને કોઇ પૂછતું નથી; એટલે સુધી કે ચરખા કાંતી અને ઘંટી દળીને પેટ પાલન કરવાવાળીઓની જીવિકા પણ જતી રહી. કોટનજીનીંગ મી-લના સૂતરની અને ફ્લાવર મીલના આટાની ધુમ મચી રહી છે. દીન વિધવાઓ પોતાનં અને પોતાનાં બચ્ચાંનું ટોપીઓ સીવીને પેટ પાલન કરતી હતી તે ટોપીઓને કોઇ પૂછતું નથી. જ્યાં જુઓ ત્યાં વિલાયતી ટોપીઓની માગણી છે. જે રૂપિઆ સ્વદેશવાસીઓના લા-ભ માટે નહિ કિન્તુ નિર્વાહમાં જ કામ લાગતા હતા, તે ખણુ ખણુ કરતા અન્ય દેશોમાં વિલાયતી વસ્તુઓના મૂલ્યના બદલામાં ચાલ્યા જતા રહે છે; જે ગએલા સમયની પેઠે ફરીથી હાથ આવતા નથી.

અમારા દેશના મોટા મોટા વેપારીઓ જે લાખોનો માલ વિ-લાયતથી મંગાવે છે અને તેને સ્વદેશી લોકોને હાથ વેચી એમ સ-મજે છે કે અમે મોટો ભારે નફો મેળવી રહ્યા છીએ, પોતાનો ખ-જાનો તર દેખી મનમાં જ મગન થાય છે, અને અંતઃકરણમાં અભિમાન સમાતું નથી; તેઓ એમ નથી જાણતા કે એમ કરવાથી

અમે પોતાના જ દેશને ધનથી શૂન્ય કરી રહ્યા છીએ.

ભારતના શ્રીમાનો! સાંભળો, મનુષ્ય જીવન માટે સોનેરી ઉત્તમ નિયમ એ છે કે **દરેકે પોતાની ઉન્નતિથીસંતુષ્ટ ન રહેવું જોઇએ પરન્તુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ,**

એવું નહિ સમજો કે દેશનું દિન પરદિન દરિદ્ર થતા જવું તમારાપર તેનો પ્રભાવ નહિ પાડશે, આગ એક ઝુંપડીમાંજ કેમ ન લાગી હોય, પરન્તુ પડોશના ઉંચા મહેલો પણ ભયથી મુક્ત નથી જ. અમે કબુલ કરીએ છીએ કે તમો માથાથી પગ સુધી ઝવેરાતથી જડેલા હો. તમારા ડ્રોઈંગરૂમ દફ્તરો અને લાખોના ખર્ચે શણગારવામાં આવ્યા છે, જેમાં વિલાયતી વસ્તુઓના ઢગના ઢગ છે, અને જે સંપૂર્ણ નવી નવી ફેશનોનું એક અદ્ભુતાલય છે, જેને નવોઢા સ્ત્રીની પેઠે શણગારાયલું જોઇને અકસ્માત્ ભતૃહરિનું એ વાક્ય યાદ આવે છે કે—

**स्वर्ग एव परिशिष्ट आगतः ॥** પણ તમોએ કદી આપણા પૂર્વજ મહર્ષિ મનુની એ ધ્વનિપર ધ્યાન પણ આપ્યું, જે તમારા રંગાલયમાં ચારે બાજુથી પ્રતિધ્વનિત થઇ રહી છે. તે ધ્વનિ એ છે કેઃ—

**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।**
**एतद्विद्यात् समासेन लक्षणं सुख दुःखयोः ॥**

અર્થાત્ સુખ અને દુઃખનું સંક્ષિપ્ત લક્ષણ એ છે કે પરાધીન થવું જ દુઃખ અને સ્વાધીન રહેવુંજ સુખ છે.

અહો!! તમારી ઉદાસીનતા, પ્રમત્તતા, યુરોપિઅન ફેશનની

ભક્તિ અને દેશી વસ્તુઓની ઉપેક્ષાએ તમે સમૃદ્ધ અને સંપન્ન હોવા છતાં પણ તમને અને તમારા ભાઇઓને એટલે સુધી પરાધીન બનાવી દીધા છે કે પોતાની દૈનિક અને સાધારણ આવશ્યક્તાની પૂર્ત્તિને માટે પણ તમે વિદેશીઓના મોં તરફ દૃષ્ટિ તાકોછો! આપણા જ દેશની કાચી પેદાશ હોય પણ તેને આપણે ઉપયોગમાં ન લાવી શકીએ કે જ્યાં સુધી સમુદ્રપાર રહેવાવાળા વિદેશીઓ સંસ્કાર ન કરે. એથી અધિક બીજી શોચનીય દશા કઇ હોઇ શકે? રૂ અથવા કપાસ આપણે પેદા કરીએ, પણ કપડાં જ્યાં સુધી વિલાયતથી બનીને ન આવે ત્યાં સુધી આપણે ઉઘાડા રહીએ, હમારો ફેશનેબલ ડ્રેસ તૈયાર કરવાને માટે અમારા દરજીઓના હાથ અયોગ્ય છે, કે જ્યાં સુધી વિલાયતી સોય અને દોરો તથા વિલાયતી સીવવાનો સંચો સહાયતા ન કરે. ટોપી અમારા શિરપર વિલાયતી, કપડાં અમારા શરીરપર વિલાયતી, જોડા અમારા પગમાં વિલાયતી, સીગારેટ અમારા મોંમાં વિલાયતી, લાકડી અમારા હાથમાં વિલાયતી. જો સૂર્યનો તાપ કે વરસાદથી બચવું હોય તો વિલાયતી છત્રી અમારાપર છાયા કરે છે. જો હમારે પોતાના મિત્રને પત્ર લખવો હોય તો હોલ્ડર, શાહી, ખડીઓ અને કાગળ સર્વે વિલાયતી જ્યાં સુધી વિલાયતી લેમ્પ ન હોય ત્યાં સુધી અમારા શણગારેલા ઓરડા અંધકારથી ભરપૂર હોય છે. એટલે સુધી કે આગ સળગાવવાને પણ દિવાસળી વિલાયતથી આવે છે. કયાં સુધી ગણાવે! કોઇ કોઇ અમારા ભાઇ ખાદ્ય પદાર્થ પણ વિલાયતીજ પસંદ કરવા લાગ્યા છે. શોક! મીઠું પણ લાખો મણ વિલાયતથી સાફ થઈ આવે અને હમારૂં ભોજન સ્વાદિષ્ટ બનાવે. અમારી મીઠાઇની ચાસણી માટે સાકર કે ખાંડ પણ વિલાયતથી આવે! અહો! અમારી પરાધીનતાની પરા

હદ એટલે સુધી પહોંચી કે અમારી સ્ત્રીઓના સૌભાગ્યની નિશાનીરૂપ ચૂડીઓ પણ વિલાયતથી આવે અને તેમનાં કપડાં પણ વિલાયતી રંગથી રંગવામાં આવે.

આવા ભયાનક માર્ગમાં સર્વથી પહેલાં જેમણે પદાર્પણ કીધું અને હરેક બાબતમાં અંગ્રેજોનું અનુકરણ કરવા માટે વિલાયતી વસ્તુઓનો ઉપયોગ કરવો એ પોતાનું પરમ કર્તવ્ય સમજ્યા તેઓ અમારા બંગાળીભાઇ હતા. સર્વથી પહેલાં મુંબાઇએ તેના દુષ્પરિણામનો અનુભવ કીધો અને ત્યાં સ્વદેશવસ્તુપ્રચારનું આંદોલન શરૂ થયું. પંજાબમાં જઇ એ પ્રસ્તાવે કાંઇક દઢતા પકડી, પંજાબમાં સામાજીક શક્તિની સાથ સાથ દયાનંદ એંગ્લો વૈદિક કોલેજના વિદ્યાર્થીઓએ એ પ્રસ્તાવને હાલ સુધી જીવિત રાખ્યો છે અને અમે જોઇએ છીએ કે ત્યાંના કેટલાક પ્રતિષ્ઠિત અને ઉચ્ચ શ્રેણીના લોકો સ્વદેશી વસ્તુઓનોજ ઉપયોગ કરવામાં પોતાની મોટાઇ માને છે, એજ કારણથી પંજાબમાં હાલ સ્વદેશી વસ્તુ અને કારીગરીનાં કેટલાંક કાર્યાલયો વિદ્યમાન છે.

બંગાળાને પોતાના પ્રમાદ અને ઉપેક્ષાનું ફળ મળ્યું છે અને હવે તેની આંખો ખુલી છે, જ્યારે બિલકુલ સમય થઇ ગયો. બંગાળાએ હવે પોતાની રૂચિ પ્રગટ કરી કે સ્વદેશી વસ્તુઓનો ઉપયોગ કરીએ પણ ત્યાં સ્વદેશી વસ્તુ કયાં? બંગાળામાં મોટા મોટા લક્ષાધિપતિ અને કોટયાધિપતિ વિદ્યમાન છે, મોટા મોટા વિશાળ મસ્તકના ફિલોસોફર, સાયન્સ પ્રોફેસર, રાજનીતિજ્ઞ, અને તેજવાન વક્તા વર્તમાન છે પણ વાહરે પરાધીનતા! જો ધોતીઆની આવશ્યકતા હોય તો મુંબાઇ અથવા કાનપુર તરફ હાથ લંબાવે. બંગાળામાં વિલાયતી વસ્તુઓનો એટલો પ્રચાર અને સ્વદેશી વસ્તુઓથી એટલો

વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો કે એમ કહેવું અતિશયોક્તિ નહિ કહેવાશે કે જેવું હમારા એક સહયોગી મિત્રે લખ્યું હતું કે "બંગાળી મહાશય કાંતો ડોસનના બુટ પહેરે અથવા ઉઘાડે પગે ફરે."

પરન્તુ હવે આપણે બંગાળાના ઘણાજ કૃતજ્ઞ થવું જોઇએ, કેમકે તેમણે સ્વદેશી પ્રસ્તાવને ઉત્તેજન અને વેગ પૂર્વક પુનર્જીવિત કીધો છે, જેથી તેમાં પ્રાણનો સંચાર થયો છે. બંગાળી બચ્ચાંથી લઇ બુઢા સુધી સર્વે એ પ્રસ્તાવપર મોહિત થઇ ગયા છે. એ વેગ કેવળ વાચિક નથી પરન્તુ એને માટે કાયિક કષ્ટ પણ ઉઠાવી રહ્યા છે. આ સમયે બંગાળાએ જે ઉત્સાહ તથા સાચા પ્રેમથી દેશભક્તિનો પરિચય આપ્યો છે તેની પ્રશંસા પણ ચારે બાજુ થઇ રહી છે. એ પ્રસ્તાવ બંગાળાના કેળવાયલા સમુદાય અથવા વિદ્યાર્થીમાંજ પરિમિત નથી, કિન્તુ પરદેનશીન સ્ત્રીઓએ પણ મહાન ઉત્સાહથી એ પ્રસ્તાવને માન આપ્યું છે, પ્રસ્તાવની સફળતાનું એ એક ચિહ્ન છે. એટલે સુધી જોરા ફેલાયો છે કે સ્ત્રીઓએ વિલાયતી ચૂડીઓ પોતાના હાથથી ઉતારી નાંખી, ધોબીઓએ પણ લીધું કે વિલાયતી કપડાં નહિ ધોઇએ, નાઇઓએ સોગન લીધા કે વિલાયતી અસ્તરા નહિ કામમાં લઇએ, મોચીઓએ વચન આપ્યું કે વિલાયતી જોડાને મરામત નહિ કરીએ. પ્રત્યેક ગલીકુચીમાં "**वन्दे मातरम्**" ની ધ્વનિ વ્યાપી રહી છે. મહાન્ હર્ષની વાત છે કે હિન્દુ અને મુસલમાન સર્વે એ શુભ આંદોલનમાં સંમિલિત છે.

કહેવામાં આવે છે કે બંગાળામાં એ આંદોલનનું કારણ બંગવિભાગ છે. એ સત્ય છે કે જો બંગવિભાગ સૂચક લોર્ડ કર્ઝનનું વિજ્ઞાપન પ્રકાશિત ન થાત તો બંગાળામાં આ વખતે આ વેગ (જોશ) ઉત્પન્ન ન થાત, પરંતુ સ્વદેશી વસ્તુ પ્રચારના સ્વાભાવિક

અને પ્રાચીન પ્રસ્તાવનો બંગવિભાગ સાથે સંબંધ કરવો મોટી ભૂલ છે. લોર્ડકર્ઝનના વિજ્ઞાપને જો સુતેલાને જગાડયા અને કર્તવ્યોથી ભૂલેલા બંગાળીને આ દેશોપકારી પ્રસ્તાવ તરફ ઝુકાવ્યા તો બંગવિભાગનો એ પ્રભાવ એક ઈશ્વરી પ્રેરણા સમજવી જોઇએ યથાઃ—

**विषमप्यमृतं भवतीश्वरेच्छया** ॥ એ અંશમાં હમારે અવશ્ય લોર્ડ કર્ઝન તથા બંગાળી એ બંનેના કૃતજ્ઞ થવું જોઇએ; પરન્તુ એ સ્વાભાવિક પ્રસ્તાવને બંગવિભાગ સાથે સંબંધ કરી તેની અકૃત્રિમ સુંદરતા અને ઉપયોગીતાને ભૂલી જવું નહિ જોઇએ કિન્તુ એ પ્રસ્તાવને વિશાળ, દૃઢ અને ચિરસ્થાયી બનાવવાને માટે યત્ન કરવો જોઇએ.

એ પ્રસ્તાવ કોઇ રાજદ્રોહ સૂચક અથવા રાજનૈતિક પ્રસ્તાવ નથી, કે જેમાં યોગ આપવાથી ભારતવર્ષની રાજભક્ત પ્રજા સંકોચ કરે; કિન્તુ એ પ્રસ્તાવ ગવર્નમેન્ટની હિતૈષિતાનું પૂર્વરૂપ છે. પ્રજાની જીવિકાની ચિંતાથી મુક્ત થવું એ ગવર્નમેન્ટની દૃઢતાનું સર્વથી પ્રધાન કારણ છે, શું ગવર્નમેન્ટની અથવા કોઇ સભ્ય ગવર્નમેન્ટની એવી ઇચ્છા હોઈ શકે કે તેની પ્યારી પ્રજા દીન, સાધનહીન અને પરાધીન રહે, અથવા દેશી શિલ્પ, કળા કૌશલ્ય અને વાણિજ્યની ઉન્નતિ ન થાઓ? નહિ, કદાપિ નહિ. એ વાતનું બીજું સ્પષ્ટ પ્રમાણ એ છે કે એ પ્રસ્તાવ હમારી સભ્ય ગવર્નમેન્ટની જ રૂચિ અનુસાર છે; સ્વયં શ્રીમાન્ વાયસરોય લોર્ડ કર્ઝનના વ્યાખ્યાનથી મળે છે, જેને હમે હમારા લેખના ઉપક્રમમાં ઉદ્ધૃત કરેલ છે.

કેટલાક નિરૂત્સાહી લોકોનો એવો પણ મત છે કે એ પ્રસ્તાવ જીવિત નહિ રહી શકે, કેમકે જેની દેશમાં આવશ્યકતા અને માગણી છે તે બધી વસ્તુઓ હજી આ દેશ સંપાદન નહિ કરી શકે,

પરન્તુ અમારા એ ભાઇઓએ સ્મરણ રાખવું જોઇએ કે એ પ્રસ્તાવ અસંભવને સંભવ બનાવવા માટે નથી, કિન્તુ એ પ્રસ્તાવનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જ્યાં સુધી સ્વદેશી વસ્તુ મળી શકે ત્યાં સુધી તેનો જ ઉપયોગ કરવામાં આવે અને જે વસ્તુઓ આ વખતે દેશમાં નથી મળી શકતી તે ઉત્પન્ન કરવાને યત્ન કરવામાં આવે. એ પ્રસ્તાવને બંગાળામાં જે રીતીથી ઉઠાવવામાં આવ્યો છે તે ઉપર હમારી દૃષ્ટિ નહિ હોવી જોઇએ, કિન્તુ અમારે એના વાસ્તવિક સ્વરૂપ અને માંગલિક પરિણામને જોવું જોઇએ, અને વિચારશીલતા તથા ગંભીરતાથી હમારી કામ કરવાની શૈલી એવી હોવી જોઇએ કે જેથી એ પ્રસ્તાવનું પ્રાકૃતિક સૌંદર્ય બગડવા ન પામે, સમ્પ્રતિ એટલી સહનશક્તિની આવશ્યક્તા છે કે ફેશન અથવા શણગારના ચસ્કા છોડી કેવળ કાર્યનિર્વાહ અને આવશ્યક્તા પૂર્તિનો ભાવ હમારા હૃદયમાં ઉત્પન્ન થાય. પ્રથમ તો અમારી સાધારણ આવશ્યક્તાઓની નિવૃત્તિને માટે દેશમાં પૂરેપૂરો સામાન મળી શકે છે ( સ્વયં શ્રીમાન્ લોર્ડ કર્ઝનના કથનાનુસાર) “ શિલ્પનો અભ્યાસ હિંદુસ્તાનના કારીગરોમાં સર્વથા નષ્ટ થઇ ગયો નથી, કિન્તુ તેને માટે થોડીક પ્રેરણા અને ઉત્સાહવૃદ્ધિની આવશ્યક્તા છે. આ પ્રદર્શનથી ( દિલ્લી દરબારના પ્રદર્શન )થી સિદ્ધ થશે કે કોઇ ભારતીય ગૃહ સુંદર બનાવવા માટે અથવા તેના શણગાર માટે કલકત્તા અને મુંબાઇની યુરોપીઅન દુકાનોપર જવાની આવશ્યક્તા નથી, કિન્તુ પ્રત્યેક ભારતના રાજ્ય અથવા પ્રાન્તમાં, ભારતના કેટલાક નગરોમાં અને ઘણાક ગામડામાં પણ એ હુનર હજી સુધી જીવિત છે. અને એવા કારીગરો હજી વિદ્યમાન છે કે જે કારીગરી અને ઉપયોગીતા એ બંને વિચારથી દેશવાસીઓની રૂચિ અનુકૂળ વસ્તુઓ તૈયાર કરી શકે. એ કારીગરી

જે પ્રાચીનકાળથી વારસામાં મળેલી છે તે જીવિત રાખવા યોગ્ય

બીજું અમારે સ્મરણ રાખવું જોઇએ કે આવશ્યક્તા આ. ષ્કારની જનની છે. જ્યારે કોઇ વસ્તુની દેશમાં માગણી થશે ત્યાર તેની પ્રાપ્તિના સાધન સ્વયમેવ ઉત્પન્ન થઇ જશે. જો સ્વદેશી વસ્તુઓ વાપરવાને અમો દૃઢ સંકલ્પ કરી લઇએ, જો હમારા દેશમાં દેશી વસ્તુઓની સાચી માગણી અને તેનો આદર થવા લાગે, તો હમે થોડાજ સમયમાં જોઇશું કે કારીગરોના બુઠા ઓજારોપર ધાર ચઢતી જશે, જે હજારો મનુષ્ય આ સમયમાં નકામા છે તે કારીગરીમાં કામે લાગી જશે અને જે મસ્તકમાં કારીગરીનું બીજ વિદ્યમાન છે પણ હમારી ઉપેક્ષાથી શુષ્ક થઇ રહ્યું છે તે ઉત્સાહરૂપ જળ મળતાંજ નાના પ્રકારના આવિષ્કારરૂપ અંકુર ઉત્પન્ન કરવા લાગશે, સ્વદેશી વસ્તુઓ જે હાલ આપણને કઢંગી દેખાય છે તે સુન્દરતાનો આ[illegible] બની જશે; પરંતુ એ સર્વ થોડા દિનમાં થઈ શકતું નથી.

અનહદ ઉદ્યોગ તથા યત્નની આવશ્યક્તા છે. અમારા ઉ·

અને અમારા હૃદયમાં દેશભક્તિની અગ્નિ પ્રજ્વલિત

[illegible]! હવે સુવાનો સમય નથી. ઉઠો, જાગો અને

[illegible]ામાં બંગાળાનો હાથ પકડો, વહેતા પ્રવાહ·

પોતાના દેશને વધતી જતી દરિદ્રતા રૂપી

[illegible]શ્યક નથી કે આપણે બંગાળાનું અનુકરણ

[illegible]યક નથી કે આપણે વિલાયતી વસ્તુઓ

[illegible]ું તો આવશ્યક છે જ કે આપણે સ્વ

[illegible]એ. [illegible]લાયતી વસ્તુઓને બોકો પાસેથી

ેી લઇ બાળી મૂકવી યોગ્ય નથી, કિન્તુ એ જાતીય યજ્ઞમાં
ભાભાસની એક આહુતિ આપી દેવી યોગ્ય છે, આપણે વિલાયતી વસ્તુઓ સાથે કોઇ સંબંધ જ ન રાખવો અથવા વિલાયતી કારીગરીથી કોઈ લાભ ન મેળવવો, એ આવશ્યક નથી કિન્તુ અત્યંત આવશ્યક એ છે કે આપણે તેનાથી પૂરેપૂરી સહાયતા લઇ લઇએ. આપણે વિલાયતથી યંત્રો અને નમુના મંગાવવા અને પોતાના દેશમાં તેવી જ વસ્તુઓ બનાવવા કારખાનાં ઉઘાડવાં. અમને અનુચિત છે કેવિલાયતના શિલ્પી અથવા કારીગરોને દ્વેષદ્દષ્ટિથી જોઇએ, કિન્તુ સર્વથા ઉચિત તો એ છે કે હૃદયથી તેના કૃતજ્ઞ થવું, અને આપણા નવ યુવાનોને હુન્નર વા કારીગરી શીખવાને માટે યુરોપ અથવા જાપાન મોકલવાં. આપણે કાયદા કાનુનોને પોતાના હાથમાં લેવા એ આવશ્યક નથી, કિન્તુ આવશ્યક એ છે કે આપણે પોતાના મન અથવા તેના ભાવોને વશમાં રાખી, ધીરતા, ગં... અને શ્રેષ્ઠ આચરણથી લોકોના મનને પોતાની તરફ આક... કોલાહલ મચાવવાના બદલામાં આપણે ઈચ્છવું જોઇએ... કંપનીઓ અને કારખાનાં ખોલીએ. આ પ્રસ્તાવને... ફળ બનાવવામાં બહુ અધવડોની સામે થવું... ધવડોને વિચારશીલતા, ગંભીરતા અને દૃઢ... મારૂં કામ છે.

પ્રતિજ્ઞા કરીલો કે અમો એ શુભ... અમને સહાયતા કરશે, જે પુરૂષાર્થ કરે... હાય કરે છે. હે! નવયુવાનો! હે જાતિ... વાળા! ઉઠો, તમારા પરજ ... એ